શ્રી

# ઝેરી નાગણ

## નાટકનાં ગાયનો.

શ્રી સરદાર વિજય નાટક કંપની.

બાલાસીનોર.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સને ૧૯૩૦. સંવત ૧૯૮ .

કીંમત રૂ. ૦-૪-૦.

શ્રી

# ઝેરી નાગણ

## નાટકનાં ગાયનો.

શ્રી સરદાર વિજય નાટક કંપની
બાલાસીનોર.

પ્રયોજક તથા પ્રકાશક—નૈયર.
બાલાસીનોર (ગુજરાત)

સને ૧૯૩૦. : : સંવત ૧૯૮૬.

કીંમત રૂ. ૦-૪-૦.

ॐ

तत्सत् परमात्मने नमः

श्री

# ઝેરી નાગણ નાટક.

## મુખ્ય પાત્રોનાં નામ.

### પુરૂષ પાત્રો.

પુષ્પસેન ... પુષ્પાવતી નગરીના મહારાજા.

કિશોરસિંહ ... ધનાઢ્ય વેપારીના વેશમાં રહેલો ચંદ્રાવતીનો કુમાર.

સમરસિંહ ... પુષ્પસેનનો નીમકહરામ સરદાર, મહારાણી દુરમતીનો છુપો પ્રેમી.

સુજનસિંહ ... પુષ્પસેનનો નિમકહલાલ સરદાર.

સામંતસિંહ ... કિશોરસિંહનો નોકર.

માવજીમંકોડી... પુષ્પાવતીનો એક દરજી, પદમાનો પતી.

દેવજી દેડકી ... „ „ પુષ્પાનો પતી.

મી. ડગ ડગ ... પુષ્પાવતીના મહારાજાનો દરજી, પદમા અને પુષ્પાનો લોભી પીતા.

મી. પેં પેં ...
મી. ટેં ટેં ...
મી. ગટરગું ...
} પદમા તથા પુષ્પાના લગ્નના ઉમેદવારો.

તે ઉપરાંત—બોય, મીસ્ત્રી, અમરસિંહ, સીપાઇઓ, સરદારો, દરબારીયો વિગેરે વિગેરે.

---

## સ્ત્રી પાત્રો.

| | | |
|---|---|---|
| વિદુલા | ... | ચંદ્રાવતીના મહારાજા સૂરસેનની વિધવા પત્ની કિશોરસીંહની માતા. |
| ઇંદ્રાવતી | ... | પુષ્પસેનની પુત્રી પાછળથી કીશોરની અર્ધાંગના. |
| દુરમતી | ... | પુષ્પસેનની નવી રાણી ઇંદ્રાવતીની સાવકી માતા. |
| પદમા | ... | ડુગડુગની મોટી દીકરી ઇંગ્લીશ ભણી ઉછૃંખલ બનેલી માવજીની સ્ત્રી. |
| પુષ્પા | ... | ડુગડુગની નાની દીકરી દેવજીની સુશિલ સ્ત્રી. |
| ચંદ્રિકા | ... | ઇંદ્રાવતીની સખીયો. |
| સારિકા | ... | |

તે ઉપરાંત—દાસીયો, વારાંગનાઓ, બાળાઓ વીગેરે.

### સ્થળ.

### ચંદ્રાવતી—પુષ્પાવતી.



# પુર્વ વૃતાંત.

ચંદ્રાવતીના મહારાજા સુરસેન કે જે આપણા નાટકના નાયક વીર કિશોરસિંહના પિતા થાય. તે ચંદ્રાવતી નગરીપર રાજ્ય કરતા હતા. એ સમયે પારકું રાજ્ય પચાવિ પાડવા પુરજોશમાં લડાઈઓ ચાલતી હતી. આ ભોળા રાજા સુરસેન પર પણ અચાનક આફત આવતાં શત્રુ દળ ચડી આવ્યું. ભોળો રાજા સુરસેન સ્વાર્થિ અમલદારોના સકંજામાં સપડાયેલો હોવાથી આપત્તી આવતાં પોતાની સ્ત્રી વિદુલા તથા કિશોરસિંહને લઇ રાજ્યનો ત્યાગ કરી ચાલતા થયા અને દુર દેશમાં જઈ વસ્યા. કિશોરની યોગ્ય વય થતાં અને પોતાની માતૃભૂમીનો પ્રેમ હૃદયમાં ઉભરાતા મહારાજા સુસેન પોતાના ચંદ્રાવતી રાજ્યમાં ગુપ્ત વેશે આવી એક બહોળા વેપારી તરીકે રહ્યા. સમય જતાં અને છુપું રહેવાના યત્ન કરતાં એ કુટુંબને કોઇ ઓળખી ન શક્યા પ્રબળ પુરૂશાર્થથી સારી સમૃદ્ધી પ્રાપ્ત કરી કીશોરના પિતા કાળને વશ થયા. હું રાજ્ય કુમાર છું. એવું કિશોરને સ્વપ્ન પણ ન હતું. માત્ર તેની માતા વિદુલાજ જાણતી હતી. એ મહારાજા સુરસેનના મૃત્યુના શોકમાં કલ્પાંત કરતી વિદુલા તથા કિશોરસિંહ દેખાય છે. ત્યાંથી આપણા આ નાટકની શરૂવાત થાય છે.

અસ્તુઃ

ॐ

तत्सत् परमात्मने नमः

# ઝેરી નાગણ

## નાટકનો ટુંક સાર.



### પ્રારંભ.

### બાળાઓનું ઈશ્વર સ્તવન.

## અંક ૧ લો.

**પ્રવેશ ૧ લો—(સ્થળ) ચંદ્રાવતીમાં કિશોરસિંહનું મકાન**—કિશોરસિંહની માતા વિદુલાનું પોતાના પતીના મૃત્યુના શોકમાં દેખાવું, કિશોરનું આશ્વાસન, પિતાના ગતાત્માને શાંત કરવા પુન્યદાન કરવા પોતાના વફાદાર નોકર સામંતસિંહને સુચના, શોક ત્યાગી વેપારનું કાર્ય ખીલવવા સામંતસિંહની સલાહ પુષ્કળ કીંમતી માલ લઇ પુષ્પાવતી તરફ જવા કિશોર સિંહના વિચાર, વિદુલાનું પુત્ર પ્રેમ ઉભરાતાં વિખુટો કરવાની અનીચ્છા, કિશોરનું માતાને સમજાવી આશીરવચન ગૃહી માતાની રક્ષા સામંતસિંહને સોંપી પુષ્પાવતી પ્રયાણ કરવાની ત્વરીત તૈયારી, માતાના પુત્રને આશીરવચન. **"માતૃપ્રેમ."**

**પ્રવેશ ૨ જો—(સ્થળ) પુષ્પાવતીમાં રાજ્યના દરજી ડુગડુગનું મકાન**—બન્ને બહેનો પદમા તથા પુષ્પાનું ઇંગલીશ ડેન્સ કરતાં દેખાવું. અરસ પરસ પોત પોતાના વિદ્યાભ્યાસ માટે વખાણ, લક્ષ્મીનો લોભી પીતા દરજી ડુગડુગનું પોતાની દીકરીયોને સારો અભ્યાસ કરાવ્યો તે માટે ફુલાવું. અને જે સારી કીંમત આપે તેની સાથે વરાવવા ઇચ્છા, સુધરેલા જમાના પ્રમાણે બંન્ને દીકરીયોનું લીલામ કરવા માટે એડવરટાઇજમેન્ટ પેપરમાં આપેલ હોવાથી ઉમેદવારોનું ઉભરાવું, જાહેર લીલામ, માવજી તથા દેવજીનું કિંમતમાં ચઢી જવું, પદમા સાથે માવજીનો તથા દેવજી સાથે પુષ્પાનો હસ્ત મેલાપ.

"કન્યા વિક્રયની ક્રૂરતા"

**પ્રવેશ ૩ જો—(સ્થળ) પુષ્પાવતીમાં રાજ્ય મહેલ પાસેનું વસંતો ધ્યાન**—રાજકુમારી ઇંદ્રાવતીનું સખીયો સાથે આનંદ કરતાં અને યૌવન દર્દનું નિદાન કરતાં દેખાવું, અચાનક પોતાની સાવકી માતા દુરમતીને રાજ્યના સરદાર સમરસિંહ સાથે પ્રેમ કરતાં જોઇ જવું, મહારાજા પુષ્પસેન, સમરાંગણે ગયા છે એ લાગ જોઇ સમરસિંહનું પોતાની અધમ ઇચ્છા તૃપ્ત કરવા આવવું બન્નેને પ્રેમમાં મદમસ્ત બનેલા જોઈ ઇંદ્રાવતીનો ધીક્કાર, પાપનો પ્રકાશ થતાં ઈંદ્રાવતીને મારી નાખવાનાં સમર તથા દુરમતીનાં વિચાર, વિશમય પ્રયોગથી ઈંદ્રાવતીને બેહોશ કરી પેટીમાં પુરી સરદાર સુજનસિંહ મારફત કબ્રસ્તાનમાં દાટી દેવાની યોજના અને કોઇ પણ દાસીનું ગુપ્ત રીતે ખુન કરી શહેરમાં કુમારી ઇંદ્રાવતી અકસ્માત મૃત્યુ પામી એવો ઢંઢેરો પીટાવવા ફરમાન, અચાનક દાસી ચંદ્રીકાનું આવી કુમારી બેહોશ પડેલી જોઈ ગભરાવું, સમરના હાથથી ચંદ્રીકાનું ખુન.

"કામાંધોની કુટીલતા"

( ટેબલો )

**પ્રવેશ ૪ થો--(સ્થળ) પુષ્પાવતીમાં માવજી મંકોડીનું મકાન**—સ્વતંત્રતામાં ઉછૃંખલ બનેલી ફેશનમાં ફુલાઇ ગયેલી માવજીની સ્ત્રી પદમાનું ગરીબ ઘરમાં આવવાથી ગભરાવું, પતીની આજ્ઞા વિરૂદ્ધ પદમાનું વર્તન, માવજીનું આ નાટક જોઈ ગભરાવું દેશી ફેશનનાં ગરીબ માવજીનું સમજાવવું, બન્નેના મતભેદ વિચાર, જોરજુલમથી માવજીને ફેશનમાં લાવવાના પદમાના વિચાર.

**"ફેશનની ફજેતી."**

**પ્રવેશ ૫ મો--(સ્થળ) પુષ્પાવતી શહેરનું કબ્રસ્તાન**—ચંદ્રાવતીથી કિંમતી માલ લઇ આવેલ કિશોરસિંહનું રાત્રી થઇ જવાથી અને શહેરના કિલ્લાના દ્વાર બંધ હોવાથી રાતવાસો કરવા માણસો તથા માલ સાથે કિલ્લા બહારનાં કબ્રસ્તાનમાં પડેલા દેખાવું તેટલામાં કિલ્લાની દીવાલ પરથી માણસો સાથે સુજનસિંહનું પેટી લઇ કબ્રસ્તાનમાં દાટવા આવવું, જુની કબર ખોદી પેટીને દાટી ચાલતા થવું કિશોરસિંહનું આ ભેદ જોઈ આશ્ચર્ય થવું. લુટારાઓ જવાહીર દાટી ચાલતા થયા હશે જાણી પાછી તેજ કબર ખોદી પેટી ખોલી જોવું સુંદર સ્વરૂપ કુમારી ઇંદ્રાવતીને જોઇ આશ્ચર્ય હોશમાં લાવી તેની હકીકતથી વાકેફ થવું બન્નેનાં હૃદયમાં શુદ્ધ પ્રેમનું ઉત્પન્ન થવું અરસ પરસ પ્રેમ દ્રષ્ટી ગુપ્ત રીતે કોઇ પણ સ્થાનમાં લઈ જવા કીશોરને ઇંદ્રાવતીની ભલામણ અને કીશોરસિંહને પોતાનો સંસાર સાથી માની પતી તરીકે રાખવા કુંવારી કન્યા ઇંદ્રાવતીનો દ્રઢ વિચાર.

**"પ્રેમનો પ્રાદુર્ભાવ."**

**પ્રવેશ ૬ ઠો—(સ્થળ) પુષ્પાવતીમાં દેવજી દેડકીનું મકાન**—સુસંપથી રહેતાં દેવજી તથા પુષ્પાનું દેખાવું, ભણેલી પુષ્પાનો પતીપર અનહદ પ્રેમ, પતી એજ પ્રભુ માની પતીની આજ્ઞાનુસાર વર્તન, પતીના હુકમને માન આપી, પુષ્પાએ દેશી પોશાક પહેરવો, માવજી મંકોડીનું આવવું, આ દ્રષ્ય જોઇ આશ્ચર્ય થવું. પોતાનાં ગૃહ સંસાર માટે પશ્ચાતાપ, દેવજી પાસે પોતાનાં દુઃખનું વર્ણન, પદમાને સુધારવા દેવજીનું આશ્વાસન, દેવજી તથા પુષ્પાનો સુખમય સંસાર. **“ સ્ત્રીયોનો સાચો ધર્મ. ”**

**પ્રવેશ ૭ મો—(સ્થળ) પુષ્પાવતીનું રાજ્ય સ્મશાન**—દાસી ચંદ્રીકાનું ખુન કરી તેને ઇંદ્રાવતીનો પોશાક પહેરાવી અગ્નિદાહ કરવા સમરસિંહ તથા દુરમતીનું રાજ્ય કુટુંબ તથા અમલદારો સાથે દેખાવું, દુરમતીનો કાપટય કલ્પાંત, સજ્જડ છાપ બેસાડવા સમરનો સર્વ સમક્ષ શોક, મહારાજા પુષ્પસેનનું સમરાંગણેથી પાછા ફરતા રસ્તામાં આ ભયંકર ઘટના જોઇ આશ્ચર્ય થવું, ઇંદ્રાવતીનાં મૃત્યુના સમાચાર સાંભળતાં પુષ્પસેન મહારાજાનું બેહોશ થવું, ભોળારાજાની ભ્રમણુતા.

**“ દુષ્ટોની દ્વિતીય યોજનાની સફળતા. ”**

## ( ટેબલો )

**અંક ૧ લો સમાપ્ત.**



# અંક ૨ જો.



**પ્રવેશ ૧ લો—(સ્થળ) પુષ્પાવતીમાં કિશોરસિંહને ગુપ્ત આવાસ**—ઇંદ્રાવતીનો પોતાની સ્થીતી પર વિચાર, કિશોર-સિંહનું આવવું, ઇંદ્રાવતીની કીશોર પ્રત્યે પ્રેમ ભાવના, ઇંદ્રાવતીનાં વૃતાંતથી વાકેફ થતાં કિશોરનું ગભરાવું, પ્રેમની અમુલ્ય અમર આશામાં નિરાશા, ઇંદ્રાવતીનું આશ્વાસન સાથે સદાને માટે કિશોરની સંસાર સાથી થવાની ભીષ્મ પ્રતિજ્ઞા અને અર્ધાંગના તરીકે સ્વિકારવા પ્રાર્થના, કિશોરનો સંકલ્પ વીકલ્પ. **"આશામાં નિરાશા"**

**પ્રવેશ ૨ જો—(સ્થળ) પુષ્પાવતીમાં રાણી દુરમતીનો ખાનગી આવાસ**—પાપીઓએ કરેલ યુકતીમાં સફળતા પ્રાપ્ત થતાં સમર તથા દુરમતીનું પ્રફુલ્લીત થતું દેખાવું. કિશોરસિંહે ગુપ્ત રીતે દરજી ડુગડુગને રાજ્યકુમારી ઇંદ્રાવતીનાં કપડાં બનાવવા આપેલ તે લઈ રાજ્યના દરજી ડુગડુગનું સમર તથા દુરમતીને કપડાં આપવા આવવું, કબરમાં દાટતી વખતે જે કપડાં ઇંદ્રાવતીયે પહેરેલાં એજ કપડાં ડુગડુગ પાસેથી જોતાં સમર તથા દુરમતીનું આશ્ચર્ય થતાં કુમારીને દાટવા મોકલાવેલ સુજનસિંહ પર બન્નેનો વહેમ, સુજને દગો કરી કુમારીને નસાડી એ વહેમ મજબુત થતાં સુજનને સમક્ષ બોલાવી હદ પાર કરવા અને તેનાં કુટુંબને છીન્ન ભીન્ન કરવા દુરમતીનું ફરમાન, નીર્દોષ સુજનનું આશ્ચર્ય થવું અને ઘાતકી સજા માટે ક્ષમા યાચવી બન્નેનો સુજન પ્રત્યે તીરસ્કાર સુજનને કેદ કરી લઇ

જવા અમરને ફરમાન અને રાજા પુષ્પસેનને કુમારી હયાત છે અને તે કોઇની સાથે નાસી ગઇ. એ રીતે ભંભેરવાની યોજના અને મહારાજા પુષ્પસેનના હાથથીજ બન્નેને યમધામ પહોંચાડવાની ઇચ્છા, ઇંદ્રાવતી કયાં છે તે તપાસ કરવા સમરનું જવું અને મહારાજાને ભંભેરવા દુરમતીનું જવું.

"દુષ્ટોનો ભયંકર યોજનાની તૈયારી"

**પ્રવેશ ૩ જો—(સ્થળ) પુષ્પાવતીમાં માવજી મંકોડીનું મકાન**—પોતાના લગ્નની ખુશાલીમાં ઇવીનીંગ પાર્ટીની તૈયારી કરતાં પદમાનું દેખાવું, ઇન્વીટેશનનાં કાર્ડો મોકલાવેલ મેમ્બરોનું આવવું. દેવજી તથા માવજીનું ગુપ્ત રીતે આવવું, સર્વ મેમ્બરો સાથે પદમાનો ડેન્સ, આ ધમાલ જોતાં માવજી તથા દેવજીનું વચમાં કુદી પડી. દરેકને મારી બહાર કાઢી મુકવા આ ભયંકર અપમાનથી પદમાનો ક્રોધ, પદમાને કાઢી મુકવા માવજીના ઉદગાર, એપરવા પદમાએ ધણીને તુચ્છ સમજી ધિક્કારી ચાલતા થવું.

"સ્વતંત્રતાનું પરીણામ."

**પ્રવેશ ૪ થો—(સ્થળ) પુષ્પસેન રાજાનું શયનગૃહ**—મહારાજા પુષ્પસેનનું પોતાની પુત્રી ઇંદ્રાવતીનાં મૃત્યુના શોકમાં દેખાવું રાણી દુરમતીનો કાપટય પ્રેમ બતાવતાં કુમારી જીવતી છે ને તેનાં કોઇ પ્રેમી સાથે નાસી ગઇ એ યુક્તિ પ્રયુક્તિએ મહારાજાને સમજાવી કીશોર તથા ઇંદ્રાવતીની શત્રુતામાં ભંભેરવાની યોજના દુરમતીની સર્વ હકીકત સત્ય માની કિશોર તથા ઇંદ્રાવતી પર ભોળા મહારાજાનો ક્રોધ કિશોરને મારી નાખવા અને તેના કુટુંબને ચંદ્રા-

વતીમાંથી હદ પાર કરવા અને કુમારી ઈંદ્રાવતીને પકડી કેદ કરવા સમરસિંહને ફરમાન, ભોળા રાજાનું ભ્રમીત થવું અને સમરસિંહ તથા દુરમતીનું આનંદીત થઇ કાર્યની સફળતા માટે ફુલાવું.

**"પાપીયોનાં તૃતીય પ્રપંચની સફળતા."**

**પ્રવેશ ૫ મો—(સ્થળ) પુષ્પાવતીની સરહદનું જંગલ—** પાપીયોએ વિના કારણે નિર્દોષને દંડ દીધો તેનું ભયંકર વૈર લેવા હદ પાર થયેલ સુજનનું ઉશકેરાવું અને દુષ્ટોનાં દુષ્ટ કર્મ પ્રકાશીત કરવાની યોજના યોજતા એ અરસામાં ચંદ્રાવતીથી હદપાર થયેલ વિદુલાનું દુઃખી સ્થિતીમાં આવવું બન્ને દુઃખીયાઓનો મીલાપ, અરસ પરસ દુઃખનું વર્ણન, વિદુલાને આશ્વાસન આપી કિશોરની શોધ અર્થે પાપીયોના પાપનો કુંભ ફોડવા પુષ્પાવતી તરફ સુજનનું જવું વિદુલાનો આશિરવાદ.

**"અનીતી ત્યાગી નિતીના માર્ગની પ્રતીજ્ઞા."**

**પ્રવેશ ૬ ઠો—(સ્થળ) પુષ્પાવતીમાં કિશોરનો ગુપ્ત આવાસ—**કિશોરના હૃદયની માલીક થવા ઇચ્છતી ઇંદ્રાવતીનું પોતાનાં પ્રિયતમનાં ચીતવનમાં ઝુરતાં દેખાવું, કિશોરનું આગમન પ્રેમવિનોદ વાતો કિશોરના હૃદયનું પીગળવું પોતાનાં હૃદયની માલીક કરી સ્થાપવાનાં કિશોરનાં વિચાર અચાનક ગુપ્ત પોશાકે સુજનનું આવવું સમર સરદારોની ટુકડી લઇ ઇંદ્રાવતીને પકડવા અને કીશોરનો ઘાત કરવા આવે છે. માટે ગુપ્ત વેશે આ સ્થાનમાંથી દુર થાવ એમ ચેતવી ચાલ્યા જવું બન્ને પ્રેમીયોનું ગભરાવું કિશોરનું ગુપ્ત પોશાકે ચાલ્યા જવું. સમરનું સરદારો સાથે આવવું કિશોરની તપાસ કિશો-

રનો પત્તો મકાનમાં નહી લાગતા અને કીશોર આજ મકાનમાં છુપાયો છે એવો વહેમ સમરને ઉદભવતા મકાનને સુરંગ લગાવી જમીન દોસ્ત કરવું ઇંદ્રાવતીનું એ દ્રષ્ય જોઇ ભયભીત થઇ બેહોશ થવું.

**"કુટીલોની અનહદ કુટીલતા."**

## ( ટેબલો )

## અંક ૨ જો સમાપ્ત.



# અંક ૩ જો.

---

**પ્રવેશ ૧ લો—(સ્થળ) પુષ્પસેનનો મહાલય—મહેલની** સામી બાજુ જેલમાં કુમારી ઇંદ્રાવતીનો કરૂણાક્રંદ નિરદોશ પર પડેલા દુઃખ વિશે કલ્પાંત પુષ્પસેનનું નિદ્રામાંથી જાગ્રત થવું. કુમારી નિરદોશ છે તે વિશે વિચારો સુજનનું ગુપ્ત પોશાકે આવી મહારાજાને સર્વ વાતથી વાકેફ કરી કુમારીની નિરદોશતાથી સતેજ કરવા. ઇંદ્રાવતીનો જેલમાંથી છુટકારો પિતા પુત્રીનું મીલન. દુષ્ટ સમર તથા દુરમતીનો ગુપ્ત પ્રેમ નજરોનજર બતાવવા સુજનના ઉદ્દગાર પુષ્પસેનનો દુષ્ટ રાણી પ્રત્યે ધિક્કાર—કુમારી જેલમાં છે એમ સમજી તેનો ઘાત કરવા જેલની પાછલી દીવાલ પર ચઢતાં સમરનું દેખાવું. મહારાજા પુષ્પસેનનું તે દ્રશ્ય જોઇ જતાં સમરપર ગોળીબાર, અવાજ ખાલી જતાં સમરનું બચી જવું અને નાસી જવું.

**“ પાપીયોનો પાપકુંભ ફુટવાની તૈયારી. ”**

## ( ટેબલો )

**પ્રવેશ ૨ જો—(સ્થળ) પુષ્પાવતીમાં દરજી ડુગડુગનું મકાન**—પુત્રીનું ભર બજારે લીલામ કરી લક્ષ્મીવાન બનેલ ડુગડુગનું સટ્ટામાં સર્વ હારી જઇ કરજના બોજામાં મુંઝાયેલ સ્થીતીમાં પ્રવેશવું. પદમાનું પતીને તીરસ્કારી આવવાથી ભુખ દુઃખથી પિડાતા પિતાનો

આશ્રય લેવા આવવું. પિતાનો તીરસ્કાર પદ્દમાને સંસારનું ભાન પતીને દુભવવાનું પરીણામ સમજતાં પીતા પર તીરસ્કાર કન્યાવિક્રય માટે પિતાને ધિક્કાર પતીને તીરસ્કારી આવવાથી પદ્દમાને પિતાનો ફીટકાર પોતાના પતીને ચરણે જવા પદ્દમાના ઉદ્દગાર અને પોતાની બેન મારફત પોતાના પતીને સમજાવવાના વિચાર.

" કરેલા કર્મનો પશ્ચાતાપ. "

**પ્રવેશ ૩ જો—(સ્થળ) દુરમતીનો ખાનગી આવાસ**—પ્રેમીને મળવાના વિચારમાં દુરમતીનું દેખાવું. મૃત્યુના મુખમાંથી બચેલ સમરનું ગભરાયેલ સ્થીતીમાં આવવું, સર્વ હકીકત નીવેદન કરતાં દુરમતીનું ઉશકેરાવું. સુજનનું મહારાજા પુષ્પસેનને આ અધમ કૃત્ય નજરોનજર બતાવવા આવવું, મહારાજા તથા સુજનનો ઘાત કરવા દુરમતીનું તતપર થવું. મહારાજા પુષ્પસેનનો પ્રકાશ. સમર તથા દુરમતીનું ગભરાવું, બચવાની આશા નહીં જણાયાથી સમરનો સુજનને મારવા યત્ન. સુજનનું ચેતી જવું. સમરને કરેલા કર્મનું ફળ. સુજનના હાથથી સમરનું મૃત્યુ. પોતાનાં પ્રેમીનું મૃત્યુ જોતાં દુરમતીનું ઉશકેરાવું. મહારાજા પુષ્પસેનના હાથથી દુરમતીનો અંત. પાપીયોનાં પાપની પુર્ણાહુતી.

" અધમાંધીયોની આખરી દશા. "

( ટેબલો. )

**પ્રવેશ ૪ થો--(સ્થળ) પુષ્પાવતીની સરહદનું જંગલ**—પોતાનાં પુત્રને મળવા અધીરી થઈ રહેલ વિદુલાનું દેખાવું. નાસી છુટેલ

કિશોરનું ઇંદ્રાવતીનાં વિયોગે વીરહવેદનાથી પીડાતા દેખાવું. કુમારી ઇંદ્રાવતીનું પોતાના પ્રેમી કિશોરને શોધવા આવવું, દુઃખી કીશોરને જોઈ આશ્વાસન આપતાં પોતાનાં પ્રેમી કિશોરને ઓળખી બન્ને પ્રેમીયોનું મળવું, વિદુલાનું પણ કિશોરને મળી આનંદમાં નીમગ્ન થવું. સુજનનું વિદુલાને મળવા તથા કુમારીની પાછળ તેના રક્ષણાર્થે આવવું. સર્વનો મીલાપ. પુષ્પાવતી જવા સર્વનું પ્રયાણ.

**"વિયોગીનું સંયોગી થવું."**

**પ્રવેશ ૫ મો—(સ્થળ) પુષ્પાવતીમાં દેવજી દેડકીનું મકાન**—સુશિલ પુષ્પાનું પોતાનાં પતીનાં વખાણ કરતાં પ્રવેશવું, માવજીનું આવવું સુશિલ પુષ્પાને પતીની આજ્ઞામાં રહેતી જોઈ માવજીનું મોહીત થવું વૃત્તિનું બદલવું, પુષ્પાનું સમજીજવું પોતાના બનેવીની આવી અઘટીત પડેલી ટેવને સુધારવા પુષ્પાનો યત્ન યુક્તિથી પેટીમાં પુરી પોતાની પતીને આ ભેદ જણાવવો પદમાનુ આવવું પોતા પર પડેલી મુસીબતથી સુધરેલા દેખાવું, સર્વના દેખતાં માવજીને પેટીમાંથી કાઢતાં માવજીનું શરમાવું, દેવજીનો ધીટકાર માવજીનો પશ્ચાતાપ પદમાને પાછી ઘરમાં રાખવા માવજીને ભલામણ સુધરેલ પદમાની ક્ષમા યાચના આજ્ઞામાં રહેવાના ઉદગાર માવજીનું સમજી પોતાની સ્ત્રીને પાછી ઘરમાં રાખવા અને ઘર સંસાર સુખમાં ગાળવાના ઉદગાર બન્ને જોડાંઓનો આનંદ **"ઉધરેલાઓનું સુધરવું."**

**પ્રવેશ ૬ ઠો—(સ્થળ) પુષ્પાવતીમાં રાજા પુષ્પસેનનો ભવ્ય દરબાર**—કિશોરસિંહ તથા વિદુલા પાસે પુષ્પસેનની પોતાનાં કાર્ય માટે ક્ષમા તથા પશ્ચાતાપ અને પોતાની પુત્રીના પ્રાણ બચા-

વવાના બદલામાં ઇંદ્રાવતી સાથે કિશોરનો હસ્ત મીલાપ વિદુલાનાં પુર્વ વૃતાંતનો પ્રકાશ કિશોરને તેનું રાજ્ય પાછું સમરપવાનાં પુષ્પ-સેનના ઉદગાર અને પોતાનું રાજય પણ કિશોરને આપવા ઇચ્છા, કીશોરસિંહને રાજ્યાભીશેક અને નિમકહલાલ સુજનસિંહને પ્રધાનપદે સ્થાપી આનંદના ધ્વની સાથે નાટકનું સમાપ્ત થવું. **"આનંદોત્સવ."**

**અંક ૩ જો સમાપ્ત.**

ૐ

## શાંન્તિ ? શાન્તિ ? ? શાન્તિ ? ? ?

**વરદોભવ.**



ૐ

तत्सत् परमात्मने नमः

# ઝેરી નાગણ નાટકનાં ગાયનો.

## અંક ૧ લો.

### મંગળ સ્તવન.

બાળાઓ— ૧

આપો મહેશ સદા શુભ નીતી
પ્રિતેથી ઉમાપતી તું સુખકર દુખહર
યાચું હરનીશ કાપો સહુ ભય ભીતી...
નાટય કૃતીનું કાર્ય સુધારો
રંગભુમીની પ્રભુ શોભા વધારો
રાખો સદા અમ પરે શુદ્ધ પ્રિતી...

વિદુલા— ૨

ઓ...પ્રભુ શો...કેર કીધો
શાનેં રંડાપો દીધો......
હવે તો દુખ ના સહેવાય
ભાગ્ય ગૃહને કર સીધો......

વિદુલા-કિશોરસિંહ— ૩

જાઓ વિજયી થાઓ
આશિશ છે એ મારી
ચિંતા કરો ના લેશ અમારી
આવિશ સત્વર હું પરવારી
કરશે વિભુવર સ્હાય તમારી
નાથ નિરંજન નિર આકારી
થાઓ સફળ માતા આશિશ સહુ તમારી
તમ વિયોગે થાશે દુઃખ બહુ ભારી.

પુષ્પા-પદ્મા-ડુગડુગ— ૪

બી. એ. બન્યા ભણી એમ. એ. થયા
થયા એલ. આર. સી. પી.
હેપી હેપી હેપી હેપી વિ આર બહુ
આ હા હા હા હા.
ઓ હો હો હો હો.
જોબન ભરી કુમળી કળી ખીલી વાહ વાહ...

પદ્મા-પુષ્પા-માવજી-દેવજી ડુગડુગ—૫

આજ મનના મનોરથ મારા ફળ્યા
પ્રભુની કૃપાથી લક્ષ્મિ પ્રતાપે
આ વાંઢા મેણાં સહુ ટળ્યાં...
થાશે સારૂં સહુ તમારૂં હવે ગભરાઓ ના

કરીશું સેવા અમે તમારી
કરજો પુરી ઇચ્છા અમારી
પૈસેથી ટકેથી સોનેથી રૂપેથી
માણો મોજો ભારી.

ઇંદ્રાવતી-સખીયો — ૬

બેની તારા યૌવનની બહાર નીરાલી
વાહજી જુઓ ચાલ છે કેવી નખરાલી
તારા ગાલોપર લાલી તારી આંખો મતવાલી
કમર લચકે છે કેવી લચકાલી..........
હવે બસ રાખો બહુ ડાહ્યલીઓ થાઓ નહીં
મનેતો એકલી જાણીને આમ સતાવો. નહીં
હુંતો ન જાણું મદ જોબન તણી વાતો
હજુ હું બાલીકા છું આવી વાતો જાણું નહીં
જાણીને અમને બનાવો નહીં
હવે શોધો કોઈ લાયક કુમાર
બહુ છંડો ના હુંતો આ ચાલી.

કિશોરસિંહ— ૭

પ્રિતે પ્રભુ બાંહ્ય ધાર
પાપ કર્મોથી ઉગાર
જગને વિભુ પ્રેમ લાવી સુધાર.
ભાન શાન ભુલી ગમાર
આદરે કુ કૃત્યો અપાર
કપટ કળા ઠામ ઠામ નજરે પડે
એવા આ ભવસિંધુથી પાર તાર.

કિશોરસિંહ-ઇંદ્રાવતી— ૮

માનું ઉપકાર તમારા
મારૂં મન વશ કીધું મન મોહનજી મારારે.
પ્રાંણના પ્યારા આંખોના તારા
હું છું તમારી દારારે
તમે છો મારા સાચા પ્રિયતમ
કદી થશોના ન્યારારે.
ભોલી ભાલી ઉમર બાલી વાતો કાલી કાલીરે
મન હરનારી પ્યારી મારી પ્રીતની રીત નીરાલીરે....

પુષ્પા-દેવજી— ૯

મારા સ્યામ સલુણા ભરથાર
કહો નાર
તમારી હું તો નાર
હાય થઇ જાઉં તમ પર નિસાર નિસાર
હળી મળી જો સુપંથે વિચરશું
ધ્યાન પ્રભુનું જો હૃદયે ધરશું
સહાય કરશે મોરાર
પ્રેમથી.
કરૂં હું સેવા નિત તમારી નથી બીજો વિચાર
એમ કે ?
તમારી હું તો નાર

અંક ૧ લો સમાપ્ત

# અંક ૨ જો.

---

ઇંદ્રાવતી— ૧૦

હૃદયે પડેનાં દીન રેન ચેન મારા.
કેમ હું કરી જીભ ખોલું આ મારી.
લાજની મારી કાંઇ કહી શકુ ના હું
આ પીડા થકી તો હું હારી.
આ અંગે પ્રેમ જ્વાળા બહુ ભારી.

કિશોરસિંહ-ઇંદ્રાવતી— ૧૧

હું જાઉં વારીરે વહાલા હવે ના સતાવો.
પ્રેમથી રોજ રિઝાવો,
તન મન ધન પ્યારા તુજ પર વારૂં
હવે ના દીલડું જલાવો
વિચારો લેશ જરા આપ કાંઇ ધ્યાન ધરો
શોધી કુમાર કોઇ આપ તેને પ્રિતે વરો
ગરીબ હું છું જરા તેનો તો વિચાર કરો
મને તો દાસ ગણી આપ મને માફ કરો
તન મન ધન પ્યારા

દુરમતી-સમરસિંહ— ૧૨

પ્યારા પ્રિતમજી રસ પી લ્યો બસ પી લ્યો
હૈયાના હીરા હૈયું ખોલો બસ ખોલો....(૨)

પ્રાણના પ્યારા આંખોના તારા
મનડાના મોજી મીઠું બોલો બસ બોલો...(૨)
પ્રિતેથી પ્યારી તને રંગમાં રમાડું
મદમસ્ત થઇને રંગ રેલો બસ રેલો....(૨)

માવજી-પદમા— ૧૩

આવા નિચ કૃત્યો જોતાં રાખુ નહીં ઘરમાં.
વિચારો બુરાં કરતાં તુ શરમાં
કોરટે ચડવું પૈસા હું કઢાવું
તને તો સજા બરાબર હું અપાવું
નાહકની વિણુ મોતે ભુંડી તું તો મરમાં
જા તું ટળ ક્રોધીત મને તું કરમાં

દુરમતી— ૧૪

હાય શો કેર કીધો...
ઓ મારી પુત્રિ
રાજપાટ છોડી બહેન શીદ ચાલી ગઇ તું
હાય કરૂં શું હવે કયાં જઇ શોધું તને
સહુ દુઃખ સહેવાય ન સહેવાય આ તારો

પુષ્પસેન— ૧૫

મારૂં હું બસ આજ અધમ એ કુમારીને
છોડું નહીં આજ એ અધમને
ઝટપટ કિશોરને પકડીને લાવો
સત્વર મારી પાસે લાવો
મારી કાપી નાખું હું એને

સુજનસિંહ— ૧૬

કેવા પાપીયો અધર્મ
સમજે લેશ નહીં નિજ ધર્મ
નથી કાયમ દેહ પ્રાણ
તોએ આદરે કુકર્મ
છળથી કળથી પીડે જગત
એવા નીચને સુખ અપાર
નીચવૃત્તી ધારો હૃદય
સમજે નહીં ધર્મનો મર્મ

વિદુલા-સુજનસિંહ ૧૭

જાઓ સિધાવો સ્હાય કરશે પ્રભુ તમારી
પ્રભુ તમારી ત્રિપુરારી
સતવર સિધાવો ભ્રાત
પુત્ર વિયોગે પડે નહીં ચેન
એને જોઇ ઠારૂં હુંતો આંખો મારી
ચિંતા કરો ના માતા
જંપીશ નહીં હું દીનને રેન
સફળ કરશે અવસ્ય પ્રભુ એ ઇચ્છા તમારી

ઇંદ્રાવતી— ૧૮

હૃદયે ના વિસરાય પ્રીય પતી
હૃદયે ના વિસરાય
ધ્યાન હરનિશ ધરૂં તમારૂં હૃદયે ના વિસરાય
મનહર મુરતી વસી આ હૃદયે લેશ ના ભુલાય.

હંસણી પ્રિય હંસ વિણુ સુની મનમાં અતી મુંઝાય
આલીંગવા એ હૃદય જ્યોતને અંતર અની અકળાય
પ્રિયપતી હૃદય ના વિસરાય
વારી વિણુ જેમ મીન તલપે તલપે છે મુજ કાય
ચીત્ત ચોટયું ચાતકમાં મમ ચકોરી મળવા ચ્હાય
પ્રિયપતી હૃદયે ના વિસરાય

ઈંદ્રાવતી-કિશોરસિંહ— ૧૯

પ્યારા પ્રિયતમ મારા પ્રાણ,
મુજને ભુલી ના જશો
મારા પ્રાણના પ્યારા દુઃખ હરનારા
ભુલીશ નહીં ઉપકાર તમારા
એમ ના બોલો રાજકુમારી
શિદ બનાવો છો ઉપકારી
નથી કર્યું કાંઇ કામ મેં ભારી
બજાવી છે મેં ફરજ મારી
ચિંતા તજો તમે મારી

## અંક ૨ જો સમાપ્ત



# અંક ૩ જો.

ઇંદ્રાવતી— ૨૦

કેવો અન્યાય પ્રભુ કેમ સમજાવું
હૃદયની જ્વાળા હું હૃદયે સમાવું
નિરદોશ છતાં હુંતો દોશીત દેખાવું
હાય કરૂં શું હું તો કેમ મુક્ત થાવું

ડુગડુગ-પદમા— ૨૧

છે શરમ અધમ શીદ અહીં તુ આવી
છોડીને ભરથાર
તને રાખુ નહીં ક્ષણવાર છોડી
ઘરને નીકળ તું બહાર
હુંતો ભુલ સુધારીશ મારી
રહેશું આનંદમાં નરનારી
પુત્રી વેચી પૈસા લીધા ધીક દુરાચારી
મને પરવા નથી હવે તારી
ઓ ઘેલી, છકેલી વંઠેલી જા
અહીંથી નીકળ આવાર

દુરમતી— ૨૨

મને પડે ના ચેન
સમર વિના એક ક્ષણ
વિરહ વેદના તો હુંથી લેશ ના સહેવાય
હવે ના રહેવાય
હરનીશ ધરૂં ધ્યાન તારૂં પ્રિય પ્યારા

વિદુલા— ૨૩

સંકટો હરો મુજ
દીન દયાલ
કંપે છે આ કાયા તો શત્રુના જુલમથી
સહાય કરો મુજ
નવ રહે મન ધીર તન સ્થીર તો

ઈંદ્રાવતી-કિશોરસિંહ— ૨૪

નિશદીન રંગે રિઝાવો રેલી સ્નેહની ધારા
છોગાળા મન વશ કરનારા પ્યારારે મુજ પ્રાણ
પ્રીતે પાન કરાવો પ્રાણ હરનારા
ચાંપી હ્રદયે આ વાર લુટું યોવનની બહાર
તલપાવો નહીં હવે મુજને લગાર
ધરૂં ધીર નહીં ક્ષણવાર પાવો પ્રેમની રસધાર

પુષ્પા— ૨૫

મને પતી વિના નહીં ચેન
હું તો વિતાડું દહાડા ઉમંગમાં
સુખચેનમાં ઉછરંગમાં
મારા પતી તો રમાડે નિત રંગમાં
એને જોઇ મલકાઉં મનમાં
ચોટયું એમાં ચીત મારૂં હાં

પુષ્પા-પદમા-માવજી-દેવજી—૨૬

ઉગ્યો સોનાનો સુરજ આજે મોહન વર
સુધર્યો સહુનો સંસાર
રાજી હૈયું હરખાવી થાઓ રસીક વર
રાખો ના ચીંતા લગાર
માયા ઈશ તણીં કેવી છે અપાર
કોઈ સમજી શકે ના તલભાર
કરીયે શા શા વખાણ એ છે દુખનો હરનાર
રક્ષા સહુની હરનીશ કરનાર

વારાંગનાઓ— ૨૭

બાંકા સૈયાં......કનૈયા
વોહી ચાતુર હય ચતરૈયા
વાહ
કયસા પ્યારા હય વોહ તો છેલ છેલૈયા
જાએ કયસે જમના કે તીર
ભરન નાંહી દેત નીર-નટવર છીન લેત ચીર
કરે તાકો હમ કયા ઉપાય
કાનકો કયુંકર સમજાય
બીનતી કરેં વાકી કર જોર બાર બાર
પાય પર વાકો સમજાવે તો ભી માને નાંહી...

**અંક ૩ જો સમાપ્ત**

ૐ

**શાન્તિ ? શાન્તિ ? ? શાન્તિ ? ? ?**

# જાહેર ખબર.

નીચે લખેલા નાટકના ઓપેરા જે સાહેબોને જોઇએ તેમણે શ્રી સરદાર વિજય નાટક કંપનીના મેનેજરને મું. બાલાસીનોર કાગળ લખવાથી તેમને મોકલી આપવામાં આવશે.

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | નવલકાન્તા નાટકનાં ગાયનો | ... | ... | ૦—૪—૦ |
| ૨. | સ્નેહિ શત્રુ નાટકનાં ગાયનો | ... | ... | ૦—૪—૦ |
| ૩. | ચંદ્રવિલાસ નાટકનાં ગાયનો | ... | ... | ૦—૪—૦ |
| ૪. | અલકકુમારી નાટકનાં ગાયનો | ... | ... | ૦—૪—૦ |
| ૫. | ભેદભુલવણી નાટકનાં ગાયનો | ... | ... | ૦—૪—૦ |
| ૬. | સરદારવિજય નાટકનાં ગાયનો | ... | ... | ૦—૪—૦ |
| ૭. | જુલ્મી મુંજ નાંટકના ગાયનો | ... | ... | ૦—૪—૦ |
| ૮. | સતી જસમાં નાટકનાં ગાયનો | ... | ... | ૦—૪—૦ |
| ૯. | દેવી પુત્ર નાટકનાં ગાયનો... | ... | ... | ૦—૪—૦ |
| ૧૦. | નર કેશરી રાઠોડ જયમલ નાટકનાં ગાયનો | | ... | ૦—૪—૦ |
| ૧૧. | કૈલાસકુમારી નાટકનાં ગાયનો | ... | ... | ૦—૪—૦ |
| ૧૨. | ફરેબી જાલ નાટકનાં ગાયનો | ... | ... | ૦—૪—૦ |
| ૧૩. | ઝેરી નાગણ નાટકનાં ગાયનો | ... | ... | ૦—૪—૦ |

**સુચનાઃ**—જે સાહેબોએ ઓપેરા મંગાવવા હોય તેમણે ઓપેરાની કીંમત તથા ટપાલ ખર્ચ આગળથી મોકલી આપવું.

લી. મેનેજર,

**શ્રી સરદારવિજય નાટક કંપની**

**મું. બાલાસીનોર (ગુજરાત)**